# ત્રિવેદિવાચનમાળા-પ્રવેશિકા



કર્તા:-રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
પ્રોફેસર કાન્તિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

પ્રકાશક:-એમ. સી. કોઠારી, કાપડી પોળ, વડોદરા
મૂલ્ય ૦-૧-૬

# પ્રવેશિકા

નવીન વાચનમાળાની આ પ્રવેશિકા છે. એમાં સુગમતા ને રસિકતા જળવાય તેને માટે પૂરતી કાળજી રાખી છે. પ્રથમ અક્ષરજ્ઞાન, પછી શબ્દજ્ઞાન, અને પછી વાક્યજ્ઞાન આપવામાં આવ્યું છે. મૂળાક્ષરોનોજ ઉપયોગ કર્યો છે. સમગ્ર અક્ષરો ચિત્ર દર્શાવી બાળકને ઓળખાવવા ને લખતાં શિખવવું એ માર્ગ અનુભવથી અમને યુક્ત લાગ્યો છે. શિક્ષકે મોટે ને શોભિતે અક્ષરે સ્લેટ પર અક્ષર લખી આપી બાળક પાસે તે ઘુંટાવવો. અક્ષરના જુદા જુદા ભાગોનાં યોગ્ય પ્રમાણ પર શિક્ષકે લક્ષ આપવું. આ પ્રમાણે આરંભથીજ સારા અક્ષર લખવા તરફ ધ્યાન આપવું. આપણી અક્ષરમાળાનો ક્રમ ઘણો શાસ્ત્રીય છે, તેને ઊંચો મૂકવાથી કંઈ લાભ નથી. અક્ષરનું અને તેની બારાખડીનું જ્ઞાન થયા પછીજ વાક્યજ્ઞાન પર જવું, એ યુક્ત છે. તેમ થવાથી અસ્વાભાવિક અને શુષ્ક વાક્યો બાળક આગળ મૂકવાથી થતી હાનિ દૂર થાય છે. બારાખડીનું જ્ઞાન થયે બાળક ગમે તે કંઈ લખી ને વાંચી શકે છે, માટે શરૂઆતમાં એ કકડે બારાખડીનું જ્ઞાન આપ્યું છે. પછી પરિચિત વસ્તુઓના શબ્દો દર્શાવ્યા છે અને શબ્દજ્ઞાન થયે નાનાં નાનાં વાક્યોવાળા, ક્રમિક પાઠોની યોજના કરી છે. ગમે તેવા રાગમાં ને ગમે તેવા વિષય ઉપર કવિતા આપવાને બદલે 'માતૃપ્રેમ' ને 'નિયમનનો ઉપદેશ'—એ વિષે બે સરળ કવિતા આપી છે. ચિત્રોનો યોગ્ય ને પૂરતો ઉપયોગ કર્યો છે.

ક  કલમ

ખ  ખડીઆ

ગ  ગધેડું

ઘ  ઘડીઆળ

ઙ

ક ખ ગ ઘ ઙ

ચ  ચમચો

છ  છત્રી

જ  જમરૂખ

ઝ  ઝભલું

ઞ

ચ છ જ ઝ ઞ

ટ  ટટ્ટુ

ઠ  ઠળીઆ | ડ  ડફ

ઢ 

 ઢબુ



ણ  દાતણ

ટ ઠ ડ ઢ ણ

ત  તપેલી

થ  થડ

દ  દરાખ

ધ  ધપ્પા

ન  નગારૂં

# ત થ દ ધ ન

છગન, થડ

પ  પવાલું

ફ  ફકીર

બ  બકરી

ભ  ભમરડો | મ  મરચું

પ ફ બ ભ મ

મગ, મગન, પગ

ય.  ગાય

ર  રથ

લ  લખોટા

વ.  વહાણ

# ય ર લ વ

---

રથ, તલ, કમરખ

શ  શરત

ષ  ધનુષ

સ  સસલું

હ  હળ

ળ ફળ



# શ ષ સ હ ળ

---

હરખ, શરમ, કસરત

અ  અનનાસ

આ  આરસી

ઇ  ઇયળ

ઈ  ઈસ

ઉ  ઉમરો

ઊ  ઊન

# અ આ ઇ ઈ ઉ ઊ

અડદ, ઊન, ઉપર

ઋ  ઋષિ

એ  એડી | ઐ

ઓ  ઓસડ

ઔ ઔષધ

અં  અંગરખું | અઃ

ઋ એ ઐ ઓ ઔ અં અઃ

ઓસડ, ઔષધ, ઉમર

# અક્ષરમાળા

અ આ ઇ ઈ ઉ ઊ ઋ

એ ઐ ઓ ઔ અં અઃ

ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ

ટ ઠ ડ ઢ ણ ત થ દ ધ ન પ ફ

બ ભ મ ય ર લ વ શ ષ સ હ ળ

---

| | | |
|---|---|---|
| ઘર | જવ | હરણ |
| મધ | જમણુ | બળદ |
| વડ | તરસ | ઘડપણ |
| | ગળપણ | |

---

ક કા કિ કી કુ કૂ

ખ ખા ખિ ખી ખુ ખૂ

હાથી  બિલાડી 

વરુ  શિયાળ 

સમડી  કબૂતર 

ગુલાબ  તુલસી 

જમરૂખ  તડબુચ 

સીતાફળ  રાયણ 

પુરી  લાડુ 

લાકડી 

ઘડીઆળ  વરાળ 

થાળી  ખુરસી 

દૂધી  મૂળો 

| | | | |
|---|---|---|---|
| મામા | કાકા | ભાઈ | માસા |
| મામી | કાકી | ભાભી | માસી |

---

કે કૈ કો કૌ કં કઃ

ખે ખૈ ખો ખૌ ખં ખઃ

---

બારાખડી

ક કા કિ કી કુ કૂ કે કૈ

કો કૌ કં કઃ

ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ

ખો ખૌ ખં ખઃ

પોપટ 

કાગડો 

ઉંદર 

મંકોડો 

ઘોડો 

ઘેટું 

ઊંટ 

ગધેડું 

સાંપ 

ચકલી 

કુતરો 

શાહમૃગ 

નારંગી 

વેગણ 

બોર 

પાપડી 

દાડેમ 

લવિંગ 

અંગુઠો 

બાંય 

અંજીર 

---

અંજીર, ચીભડાં, વણું, ચોખા, કમરખ

આંખ 

લેંઘી 

હથેલી 

ધોતીઉં 

ઘુંટણ 

ઢોર 

વાંસો 

પાંદડું 

| | | | |
|---|---|---|---|
| વાજું | દુઃખ | જયશંકર | જમશેદજી |
| સાબેલો | સુખ | રણછોડજી | મહમદખાન |
| રેવડી | ડુંટી | ગંગાજી | અકબરઅલી |
| તેલ | રામ | કુસુમ | નૂરજહાન |
| કોપરેલ | સીતા | | |

⌘ ૧

⌘ ⌘ ૨

⌘
⌘ ⌘ ૩

⌘ ⌘
⌘ ⌘ ૪

⌘ ⌘
⌘ ⌘ ⌘ ૫

⌘
⌘ ⌘ ૬
⌘ ⌘ ⌘

⌘
⌘ ⌘ ⌘ ૭
⌘ ⌘ ⌘

⌘ ⌘
⌘ ⌘ ⌘ ૮
⌘ ⌘ ⌘

⌘ ⌘
⌘ ⌘ ⌘ ૯
⌘ ⌘ ⌘ ⌘

⌘ ⌘
⌘ ⌘ ⌘ ⌘ ૧૦
⌘ ⌘ ⌘ ⌘

# પાઠો



## કવિતા

પાઠ ૧

# સૂરજ



જો પેલો સૂરજ.

સૂરજ ઘણો ચળકે છે.

તને તડકો ગમે છે?

હા, મને ગમે છે.

સૂરજ કેવો સારો છે!

એ રોજ ઊગે છે.

એ ઘણો સારો છે.

ભાઈ, સૂરજને પગે લાગ.

પાઠ ૨




આ પાંજરામાં પોપટ છે.
એને બોર ભાવે છે.
એની ચાંચ તીણી હોય છે.
એનો રંગ લીલો હોય છે.
પાંજરામાં આંગળી ઘાલવી નહિ.
પોપટ મને વહાલો છે.
એ બોલેલું બોલે છે.
બોલો, પોપટજી, અચરે અચરે રામ.

પાઠ ૩

# ટપાલી



ટપાલી ટપાલ લાવે છે.
એ રોજ આવે છે.
એની કમરે પટો છે.
એની પાસે કોથળી છે.
તેમાં કાગળ મૂકેલા છે.
કાગળ ગોઠવીને રાખેલા છે.
જા, ભાઈ, ટપાલ લે.
ટપાલ લઈ મને આપ.

પાઠ ૪

# ઘોડો



ઘોડાને ચાર પગ હોય છે.
ઘોડો ખૂબ ખોંખારે છે.
એ ઘાસ ખાય છે.
પણ એ મજબૂત છે.
એના કાન નાના હોય છે.
એ કાન હલાવે છે.
તારા કાન હાલે છે?
ના, તે નથી હાલતા.

પાઠ ૫

# સાંજ પડી.



સાંજ પડી.
ચાલો, આપણે ફરવા જઈએ.
બાગમાં ઘણા લોકો મળશે.
ફરવાથી ઘણી મઝા પડશે.
બાગમાં સારી ઠંડક છે.
હવા ઘણી સરસ છે.
ફૂલોની વાસ સારી છે.
ચાલ, ભાઈ, જલદી ચાલ.

પાઠ ૬

# ઉજાણી



બેન, આજે ઉજાણીએ જવું છે ?
હા, ભાઈ, સાંજે જવાનાં છીએ.
મોટા ભાઈ આવવાના છે ?
હા, ને બા પણ આવશે.
આપણે વાડીએ જઈશું ?
હા, ચાલતા જવાનું છે.
બહુ સારૂં. મને ચાલવું ગમે છે.
ભાઈ, વાડીમાં ફળો ઘણાં ભાવશે.
હા, બેન.
ફરવાની ઘણી મઝા પડશે.

પાઠ ૭

# ચાંદની



ભાઈ, કાલે ઘણી મઝા પડી, હોં.
હા, ચાંદની સારી ખીલી હતી.
ખરેખર, તે સફેદ ચાદર જેવી હતી.
નદી કેવી રળીઆમણી દેખાતી હતી !
આસપાસની ખુબી પણ ઘણી હતી.
કિનારાનાં ઝાડો જોયાં હતાં ?
હા, જેમ જોઈએ તેમ સફેદ ને સફેદ.
રોશની ચાંદની આગળ શોભતી નથી.
મને ચાંદની ગમે છે.
મેદાનમાં તે બહુ ગમે છે.

પાઠ ૮

# કુતરો—બિલાડી



બેન, જોયાં પેલાં કુતરો-બિલાડી ?
હા, કુતરાને દેખીને બિલાડી કેમ નાસી ગઈ?
કુતરાથી બિલાડી બીએ છે તેથી.
બિલાડીને જોઈને ઉંદરો ભરાઈ જાય છે તેમ ?
હા, તેમજ.
ભાઈ, આપણે બિલાડી પાળીશું ?
હા, મને બિલાડી ગમે છે.
કુતરાને કેટલાક લોકો પાળે છે. નહિ વારૂ ?
હા, કુતરાં નવાં માણુસોને દેખી ભસે છે.
કેળવવાથી એ ઘણાં હોશિયાર થાય છે.

પાઠ ૯

# નિશાળ



બેન, હું નિશાળે જાઉં છું.
ભાઈ, તને નિશાળમાં ગમે છે ?
હા, બેન, મને બહુ ગમે છે.
આપણી શેરીના ઘણા છોકરા મારી સાથે ભણે છે.
મને ચોપડી વાંચવાનું મન થાય છે.
થોડો વખત અમને ગુરુજી કસરત કરાવે છે.
આજે અમે રમત રમવાના છીએ.
ગુરુજી બાપુજી જેવું હેત રાખે છે.
મને નિશાળે જવાની ઘણી હોંસ થાય છે.
ભાઇ, હું પણ કાલથી નશાળે જઈશ.

પાઠ ૧૦

# વરઘોડો



બેન, વરઘોડો આવે છે.
ચાલો, બારીએ જઇ જોઇએ.
બેન, જો, પહેલો નિશાનડંકો છે.
ભાઈ, પેલા વાજાવાળા જોયા ?
હા, બેન, વાજું ઘણું સારૂં છે.
ઓહો ! ભાઈ, કેટલા બધા લોકો છે !
હા, બેન, સાજન ઘણું મોટું છે.
પેલો વરરાજા કેવો શોભે છે !
હા, એનો ઘોડો પણ શોભે છે.
ઘોડા પાછળ બૈરાં છે.

## પાઠ ૧૧




બા, ઊંચે તો જો.
આકાશમાં આ શું દોડાદોડ કરે છે ?
ભાઈ, એ તો વાદળાં કહેવાય.
એ દરિયામાંથી પાણી લાવે છે.
હમણાં એ એકઠાં થઈ જમીન પર પડશે.
બા, જોતાં જોતાંમાં તો અંધારૂં થઈ ગયું.
હા, ભાઈ, પવન પણ ઠંડો થયો.
જોજે, હવે થોડા વખતમા વાદળાં વરસશે.
બા, ખૂબ પાણી પડે છે. એ શું કહેવાય ?
એને વરસાદનું ઝાપટું કહે છે. જો, કેવું પડે છે
નેવમાંથી પાણી ઉભરાઈ જાય છે.
હા, બા, ઘર આગળ જાણે નદી વહે છે.

પાઠ ૧૨




બા, હવે વાદળાં ગયાં કે શું ?
ભાઈ, હા, ઋતુ બદલાઈ ગઈ.
ચોમાસું ગયું ને શિયાળો બેઠો.
બા, ટાઢ વાય છે, તેમજ તાપવું ગમે છે.
હા, શિયાળામાં ટાઢ વાય છે.
શિયાળામાં કામ કરવાની ચાલાકી આવે છે.
સવારે ફરવા જવાનું મન થાય છે.
આપણે રોજ વહેલાં હવા ખાવા જઈશું.
બા, ઝાડ પર આ ટીપાં શેનાં છે ?
એ તો મળસકે પડેલાં ઝાકળનાં ટીપાં છે.
એ ટીપાં કેવાં સુંદર દેખાય છે !
હા, એ મોતીના દાણા જેવાં લાગે છે.

પાઠ ૧૩




ભાઇ, હવે દહાડો મોટો થયો ને રાત નાની થઇ.
દહાડે દહાડે તાપ વધતો જાય છે.
હા, શિયાળો ગયો અને ઉનાળો બેઠો.
હવે ઊનનાં લુગડાં સહેવાતાં નથી.
ખરેખર, આ દહાડે તો સૂતરનાં લુગડાં ફાવે છે.
મને તો વારંવાર નહાવાનું મન થાય છે.
કાલથી આપણે દરરોજ સવારે નહાવા જઇશું.
હા, મને નદીએ નહાવું બહુ ગમે છે.
નદીએ જતાં બાજુએ બાગ આવે છે.
આપણે સાંજે ફરવા જઇશું.
બાગમાં મઝેનાં ફૂલો જોઇશું.
ખીલેલા મોગરા જોવાની મઝા પડશે.

## ૧. મને મીઠિ લાગે બહૂ માત મારી.

### ભુજંગી છંદ

સહૂ વાતમાં તૂં મને રાજિ રાખી,
સહૂ વાતમાં બોલતી શીખ સાચી,
ખરે, હાલતાં ચાલતાં શીખ દેતી,
મને રાજિ રાખી સદા રાજિ થાતી. ૧
મને ચીડતી તોય તે ચીડ મીઠી,
સદા ચીડ તૂં, મા, સદા ચીડ મીઠી,
મને મારતી તોય તે માર મીઠો,
સદા માર તૂં, મા, સદા માર મીઠો. ૨
જહીં હૂં, તહીં હૂં, સદા હૂંથિ રાજી,
મને જોઇને તૂં સદા રાજિ રાજી,
બહૂ મીઠડી મીઠડી વાત તારી,
મને મીઠિ લાગે બહૂ માત મારી. ૩

---

## ૨. અડપલો છોકરો

### દોહરો

એક અડપલો છોકરો, હસમુખ જેનૂં નામ,
મારફાડ તોફાન ને, દોડાદોડી કામ. ૧
નિશાળથી જાતાં ઘરે, આડો અવળો જાય,
મોટેરાંની શીખને, ધરે ન મનની માંય. ૨



એક દિવસ વરસાદનો, નદી જળે ઉભરાય,
પૂર ઘણું આવી ગયૂં, જોવા મન લલચાય. ૩
હસમુખ જલદી દોડિયો, નદીકિનારા પાસ,
પાણી જે વધતું જતું, જોવામાં મન ખાસ. ૪
નોટબૂકના કાગળો, ફાડિ બનાવી નાવ,
પાણી માંહે મૂકતાં, ગઈ દોડિ તે નાવ. ૫
તે જોતાંની વારને, હસમુખ ખુશ ખુશ થાય,
ઉમંગ જે મનમાં થયો, મનમાં તે નવ માય. ૬
પાણીની ઠંડક થકી, હસમુખ રાજી થાય,
પાણી વધતું જોઇને, મનમાં કંઇ કંઇ થાય. ૭
પગ આગળ મોજૂં ગયૂં, હસમુખ ખુબ હરખાય,
લાવ જોઉં ઘૂંટણ સુધી, અંદર કેવૂં થાય. ૮
એમ ધારિ આગળ ગયો, કુદી કુદી હરખાય,
એક છોળના જોસથી, ડુબી ગયો જળમાંય. ૯
હસવાનૂં ખસવૂં થયૂં, જીવ ગયો તે વેળ,
તે માટે બાળક તમે, પાળો શિખ સહુ વેળ. ૧૦

---

| | | | |
|---|---|---|---|
|  | | | |
| મરચું | લાલ | લીલો | પોપટ |
|  |  |  |  |
| વાઘ | પીળો | ગુલાબી | ગુલાબ |
|  |  | |  |
| ચંદ્ર | ધોળો | ભુરો | ચોપડી |
|  |  | |  |
| કાગડો | કાળો | વાદળી | પતંગીઉં |

શિક્ષકે જોડણી શિખવતી વખતે કવિતાની જોડણી પર લક્ષ આપવું નહિ; કેમકે ⌣ ને —, એ ચિહ્નો ન વાપરતાં, કવિતામાં જેમ ગવાય તેમ લખ્યું છે.

અંગ્રેજીમાં ભિન્ન ભિન્ન દૃષ્ટિથી રચાએલી અનેક વાચન-માળા છે; પરંતુ ગુજરાતી ભાષામાં હજી સુધી એકજ છે. અન્ય વાચનમાળા માટે પ્રજાની બૂમ છે. એ માગણી પૂરી પાડવાનો આ પ્રયાસ છે.

આ વાચનમાળામાં નીચેની બાબતો પર ખાસ ધ્યાન આપવામાં આવ્યું છે:—

૧. આપણી પ્રજાકીય ભાવનાઓનાં તત્ત્વ પ્રેરવાં ને પોષવાં.

૨. સ્વદેશ અને તેનાં પૂજ્ય સ્ત્રીપુરુષો પ્રતિ પ્રેમ ઉત્પન્ન કરવો.

૩. વિશેષે ધર્મ અને નીતિ પ્રતિ પ્રીતિ ઉત્તેજવી.

૪. વિજ્ઞાનની અને ઉપયોગની હકીકત રસિક રીતે આપવી.

૫. સરળ અને સંસ્કારી ભાષા તરફ વાચકવર્ગ વળે એવી યોજના કરવી.

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

બીજી આવૃત્તિ—૧૯૨૨



સુરત-ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપી.

**છપાય છે; થોડા વખતમાં બહાર પડશે:—**

પુસ્તક બીજું, પુસ્તક ત્રીજું, ને પુસ્તક ચોથું